બનામે પાક ખુદા.

---

# જંગે

# "રૂસતમ સોહરાબ."

મેથ્યુ આરનલ્ડની "રૂસતમ સોહરાબ"
નામક કવિતાને આધારે ખાસ રંગીન
બયત બાજીમાં રચીને જોડનાર

શાવકશા દારાશા શરાફ. (ફિરોઝગર).

---



---

૧૯૨૯.

---

આ ચોપડી અહુરા પ્રેસ ૧૦, ખટાઉ બીલડીંગ મરીન સ્ત્રીટ,
ફોટ મુંબઇ મધે નાદીરશા શો. દારૂવાલાએ છાપી છે અને
શાવકશા દારબશા શરાફ (ફીરોઝગરે) પટેલ મેનશન,
ગવાલ્યા તલાવ, મુંબઇ મધેથી પ્રગટ કીધી છે.

## શેઠ રૂસતમ પી. મસાની,

### એમ. એ., જે. પી. શું કહે છે ?

---

મારાં બચપણમાં મારૂં સર્વથી માનીતું પુસ્તક મુખ્તેસર શાહનામું હતું. રૂસ્તમ સોહરાબના હૃદયવેધક કિસ્સાથી મારી આંખોમાંથી આંસુની ધારા વેહેતી; તે છતાં હું તે ફરી ફરીથી વાંચતો વાંચતો અને રડતો! કૉલેજના દિવસોમાં મને મેથ્યુ આરનલ્ડના કાવ્ય સંગ્રહનો અભ્યાસ કરવાની તક મળી હતી. આ સંગ્રહમાંથી જે કાવ્ય હું ફરી ફરીને વાંચતો અને ગોખતો તે એજ રૂસ્તમ સોહરાબની કરૂણારસથી ભરપુર કહાણીવાળું કાવ્ય હતું.

આરનલ્ડે એ કિસ્સાને એવી કલ્પનાબાજ મીસાલો અને અલંકારથી મધી લીધો છે કે તે વાંચતી વેળાએ મને એમ લાગતું હતું કે જો કદી હું એ કવિતાનો પદ્યમાં પણ તરજુમો કરવાની કોશેશ કરૂં તો પણ તે શાયરની ઉપમાઓ અને કલ્પનાઓને ઈનસાફ આપી શકું નહી. પણ આપણા ઉમંગી કલમકશ ફિરોઝગરે તો આરનલ્ડનું કાવ્ય ગુજરાતી બેતબાજીમાંજ રજુ કરવાનું બિડું ઝડફ્યું છે અને તેમાં વખાણવાજોગ ફત્તેહ મેળવી છે.

એક પુસ્તક પરિક્ષક તરીકે મારી એક ખામી છે કે બીજાઓ કરતાં હું કાંઈક વધુ દોષદર્શી છું, તેથી ભાઈ ફિરોઝગરે જે બિકટ કામ માથે ઉઠાવ્યું છે તેમાં અહિં તહિં કાંઇક ખામીઓ કેમ ન દેખાય? પણ સામટી રીતે એ કુશળ કાવ્યકારે એક બહુ અઘરાં ઇંગ્રેજી કાવ્યનો ગુજરાતી બેતબાજીમાં દીલપઝીર તરજુમો કીધો છે અને મારી ખાત્રી છે કે તે પારસી ઘરોમાં હોંશે હોંશે વંચાશે.

**રૂસ્તમ મસાની.**

તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૨૯.

# મુબારકબાદ

**મેહેરબાને મન,**

નવલ સાલની શુભ આમદ સાથે ફરીને આ નાનકડી કેતાબ રૂપે કાગજની પીઠ ઉપર તમારો ભેટો કરવાને મને પ્રસંગ થયો છે, તે માટે તે સાહેબે હરદુ જેહાનના લાખો શુક્ર.

હાતમ દિલની જરથોસ્તી કોમની અંદર એવો કોણ શખ્સ મળી આવશે, જે વિશ્વ વિખ્યાત ઈરાની શાએર ફીરદોશી તુસીના શાહનામામાં તે મશહુર શાએરે શીરીન ફારસી જબાનમાં રચેલા રૂસતમ સોહરાબના નામી કીસ્સાથી અજાણ હોય.

આ રૂસતમ સોહરાબના જંગને એ મશહુર શાએરે શાહનામાની અંદર અમર કીધું છે અને તેના તરજુમાઓ અંગ્રેજી ગુજરાતી કીવાં દરેક ભાષામાં થઈ ચુકયાં છે.

આજ રોજે તમો આગળ રજુ થતી મારી "જંગે રૂસતમ સોહરાબ" એજ શાહનામાના પ્રખ્યાત કીસ્સાને અંગ્રેજીમાં અમર કરનાર માહાન કવી મેથ્યુ આરનલ્ડની "રૂસતમ સોહરાબ" નામક

કવિતાને આધારેજ રચાઇ છે, જે ઉમીદ છે કે તમો મેહેરબાનોની બારીક કસોટીમાંથી નિશંક પસાર થશે.

કમતરીન કલમથી રચાયલાં અનેક પુસ્તકો કદરશનાસ આલમની કસોટીમાંથી ફતેહમંદ ઉતર્યાં છે, અને મને માનવાને દરેક કારણ છે કે આ મારી નાનકડી કેતાબ પોતાનો અવાઝ દરેક જરથોસ્તી જીગરમાં કરવાને પછાત પડશે નહી. આ આખી વસતુને તમારા પ્રીદવીએ શીરીન ફારસી ગુજરાતી રંગીન શાએરીમાં રચીને તઇયાર કરી છે, અને જન સમાજની સેવા અર્થે તે ધરતાં મને બેહદ ખુશાલી ઉપજે છે. અલબતાં છાપાના ભુતને લીધે કેટલેક ઠેકાણે શબ્દો રચનામાં ભુલો રહી જવા પામી છે પણ તે ઉપર નાખતીની નઝર નાખવાને હું અરજ કરૂં છું. હું મોટો શાએર યા પંડીત ગણાવાનો દાવો કરતો નથી અને કરીશ પણ નહી. જે કંઈ મેં રજુ કર્યું છે તે બધું પરમાત્માના હું પ્રતાપ સમજું છું.

આ નાનકડી કેતાબના પ્રુફો કામના બેહદ દબાણ છતાં પણ કાળજીથી તપાસી તે ઉપર પોતાનો પ્રસ્તાવના લખી આપવા માટે હું આપણી કોમના જાણીતા સ્કોલર શેઠ રૂસતંમ પી. મસાની એમ. એ. જે. પી. નો દીલોજાન આભાર માનું છું.

આ નાનકડી કેતાબ પારસી કોમના માનવંત શેઠયા સખીવજ્જુદ શેઠ સર શાપુરજી બમનજી બીલીમોર્યા નાઇટ અને તેમના નેકબખ્ત મોહુરદાર લેડી જરબાઇ શાપુરજી બીલીમોર્યાને અર્પણ કરવાને મેં દરૂસ્ત વીચાર્યું છે. સર શાપુરજી અને લેડી જરબાઇની લાખો મેહેરબાનીની સાચી કદરસનાશી તેમના એક સાચા વખાણનાર દાખલ એથી વધુ સરસ અને સંગીન આકારમાં આ અદના કમતરીનથી શું થઈ શકે ?

તે દાદારે હરદુજહાન સર શાપુરજી અને લેડી જરબાઈને ઉમરદરાઝ સાથ તનદરોસ્ત રાખે અને પારસી કોમની પડખે ઉભેલાં આ હાતમ દીલનાં જોડાં ઉપર તે દાદાર પાકના લાખો આશીષ ઉતરે એજ યાચના.

યથે જમયાત યથા આફ્રીનામી,

દોઆગો સેવક,

**શાવકશા દારબશા શરાફ.**

(ફીરોઝગર.)

પટેલ મેનશન,
ગોવાલીયા તલાવ.
તા૦ ૧-૯-૨૯.



હાતમ દિલના શેઠ, સખાવતે બ્હાદુર,

**સર સાપુરજી બી. બીલીમોર્યા નાઈટ.**

# આમીન.



ગરીબાઈમાંથી પોતાની જાતી હુશયારી નમનતાઈ, ચાલાકી તથા લાયકીના સપ્રતાપે આગળ વધી આજે એક જાહેર શેહેરી, એક બાહોશ નામી ઓડીટર, એક કોમ સેવક, એક દેશ સેવક, એક સખાવતે હાતમ પારસી દાખલ સઉનું દીલ હરી લેનાર અને પોતાની બાહોશી અને લાયકાતના બળે અદલ બ્રીટીશ સરકાર તરફથી સર નાઇટનો નામી ખેતાબ મેળવનાર, હાતમ દીલના શેઠ સર શાપુરજી તથા અન્ય કોમોની બાનુઓ વચ્ચે પોતાના અમીર ખવાસ અને છુપી સખાવતોના સપ્રતાપે આજે માતુશ્રી સમાન પુજાતાં અને કયાની શહેન-શાહાતમાં પોતાનું નામ અમર કરી ગયલી પહેલવાની તોખમની બાનુઓના તમામ સદગુણોની દીપતી તસવીર રજુ કરતાં ભલાં અને દીલસોઝ બહેન

નેક બખ્ત લેડી જરબાઇને આ નાનકડી કેતાબ હૃદયના સાચા ઉદગારો સાથ અર્પણ કરવાને હું મારી ખુશનસીબી સમજું છું.

ઉમર થાઓ દરાઝ, રહે જોડું આબાદ  
નિરોગી દેહ થાય, પરવર રાખે શાદ.  
દુશમનોનો નાશ, વિજય પકડે પુઠ,  
ભરપુર રહો ભંડાર, સુખ જુઓ અખુટ.  
આમીન.

હું છું તમારો સાચ્ચો વખાણનાર  
ફીરોઝગર.





સખીવજુદ પરોપકારી દીલસોજ બાનું

**લેડી જરબાઇ સાપુરજી બીલીમોર્યા.**

## બનામે પાક ખુદા.

---

ફીરોઝગર કૃત.

# જંગે "રૂસતમ સોહરાબ."

—— × ——

મદદ કર ઓ મઝદા ચીતારવા તે બ્યાન,
રહ્યું છે જે અમર શાહનામાની મીઆન,
જમાનાઓ વિટયા ન ભુલીછે જહાન
સોહરાબ ને રૂશતમ તણું દાસ્તાન. ૪

આજે જેથી આવે છે ફીરદોશી યાદ,
કીધાં જેને કયાનીઓના દીલ શાદ,
ભુલાશે ન લાખો તેના ઉપકાર,
દેજે તેના રૂહને રબ શાંતિ અપાર. ૮

કલમ ત્યાર એ કીર્તીનું કીર્તન તું કર,
વિટી રાત સહવાર થઇ એ વિચાર તું ધર.
સુબેહમાં નઝર કર તું ઇરાન પર,
ઉમીદ તારી જોશે તું આવેલી બર. ૧૬

નઝર કર તું 'ઓમુ' દરીયાને કીનાર,
ને જો તાંહથી ધુમ્મસ જતો પેલે પાર,
નદીના પ્રકાશીત પાણીની ગેલ,
મજાહ દેતી શીખાડી કુદરતનો ખેલ.

ચરન્દા પરન્દાનો મીઠો હલક,
જગાડતો દઈ પેગામ સારી ખલક.
હતી શાંતિ તુરાની છાવણી ખરે,
ભર ઉંઘમાં પ્રભાતની કોણ દરકાર કરે?

હતી કુલે કુદરત નિદ્રાવશ ત્યાર,
પણ સોહરાબ દલેર હતો તે વાર બીદાર.
કાઢી તેને વિચારના વમળમાં રાત,
તે આતુર હતો કરવા કોઈસેબી વાત.

સોધી જ્યારે તેની આકાશ ગઈ નઝર.
સહવારની સવારી જોઇ ઇરાન ઉપર.
તુરત ઉઠી સજયો ઝડપમાં લેબાશ,
કમર બાંધી તલવાર ખુશી થઇને ખાસ.

તંબુમાથી પડયો લઇ ઝભ્ભો તે બ્હાર,
ખુશી તેની આ વખ્ત હતી બેકિનાર.
મલસકે તે નિકલ્યો લેવા તપાસ
ઉભો આવી પીરાનના તંબુની પાસ.

તે તુરાની કાળા તંબુઓની હાર
દેખાઇ જાણે મધમાખ તણી અલગાર,
જે 'ઓમુ' દરીયાને રૂપેરી કીનાર
મળતી એકમેકસે ને ભેટતી લગાર. ૪૦

નીહાળ ત્યારે 'બામેદુમા'નું મેદાન,
બરફ જ્યારે તે પરનું પીગળે છે માન,
ઉભાવે નદી 'ઓમુદરીયા' એકદમ
જે દેખાવ જોઈ રૂંધાઇ જાય હરકોઇના દમ. ૪૪

હતી ત્યાં ખડી નાની ટેકડી ખરે,
જે ઓમુની દીન રયન ચોકી કરે;
જ્યાં કાદવના કીલ્લાની હતી નીશાન
ત્યાં તંબુ નાખી બેઠો હતો પીરાન. ૪૮

હતો તેનો સામીયાનો સુંદર એક ખાસ,
ઝળકતી જ્યાં બનાતની ઝાલર આસપાસ.
દેખાવ જેનો સોહરાબ જોઈ દમામદાર
ગુમાનમાં ગરક થયો નાહક આ વાર. ૫૨

ગીયો દોરવી તંબુમાં સીધાં કદમ,
જમીનપે જ્યાં ગાલીચા હતા નહિ કમ.
નજર કીધી તેને એક સુંદર બીસતર,
પડયોતો જહાં ખાબમાં પીરાન તે ઉપર. ૫૬

અવાઝ તેના પગલાંનો સમજીને ઝટ
ઉઠયો ચોંકી બુર્જોંગ તં બીસતરથી ચટ,
ચઢાવીને ચીલ્લો કીધો સાફ સવાલ
"આવ્યો કહાં તું તેડીને તારો અહીં કાળ!

પીરાનથી તું ફતેહ ન પામશે જીનહાર
ખેંચી મ્યાનથી જો મેં તલવાર બ્હાર."
બેફાયદા થતો ગુસ્સે પીરાનને જોઇ
ન સોહરાબે શાંતિ તેથી મનની ખોહી.

મીઠાસથી કહયું "સુન ઓ નામદાર,
નથી તારો દુશમન થઇ આવ્યો છું યાર.
હું લાયોછ શાહ અફ્રાસીયાબનો પેગામ,
મોકલ્યો જેને મને કહીને બસ આમ.

કે પીરાનની સલાહ સદા મારે લઈ
મદદનો તેને દસ્ત હંમેશ મારે દઇ
રહેવું દોસ્ત થઈને છોરી તકરાર,
પનાહનો દેનાર છે ખડો કીરતાર.

હવે મારી એજ છે લે સુની તું અર્જ,
સ્હાય મુજને થઇ તું બજાવ તારી ફર્જ.
આવ્યો છોરીને અહીં વ્હાલો મારો દેશ
સીસતાનમાં વસેછ મારાં નામી કુલ ખેશ.

લડયોછ હંમેશ હુંતો તુરાનીઓ સાથ
વફાદાર રહયોછ જેને આપ્યોછ મેં હાથ.
અફ્રાસીયાબની જોડમાં જીલપાવ્યું છે જંગ
છોકરવંત છતાં મેં જમાવ્યો છે રંગ.

ઇરાનીઓ મુજથી સદા પામ્યા હાર
ન મુરાદ તેઓની હરગીઝ પામી પાર.
હવે તરસું જોવાને ‘રૂશ’ના દીદાર
કહારે ભેટશે આવી પીદર નામદાર!

ખુદા માલુમ મુલાકાત મળતી નથી
ઉમીદ મારી એમ કાંય કે ફળતી નથી?
કરશ જંગ હું દુન્યા સાથ પામસ જો હાર,
ન રૂશતમ જોવશ મારશ સૌને હું ઠાર.

મરસ જો હું જંગમાં થશે રૂહ મુજ શાદ
પીદર મારા બ્હાદરને આવશે ત્યાર યાદ,
કે પીસર હતો તેનો ખરે દલેર,
કીધી જેને દુનીયાને તલવારથી જેર.”

કાઢી એ મીશાલે સોહરાબે ઉદગાર,
કીધું ખાલી દીલ ને રડયો બેશુમાર,
જુવાનીના જોશમાં તે મસ્તાન હતો,
તે પુજવા લાયક દોસ્ત કદરદાન હતો.

પીરાન તે જવાનને સમજતાંને વાર,
ભેટી પડયો જીગરના જોશ સાથે ત્યાર.
ઘડી ભર તેને જોઇ દીવાનો થયો,
તે ચેરાગને કાજે પરવાનો થયો. ૧૦૦

તે બુઝોર્ગની ખુશીનો રહયો નહી પાર,
ને મનથી માન્યો તેને જીતનો આધાર.
ચઢાવી ભવાં ને બની હુશયાર
જવાબ દીધો જુવાનને ઉલટમાં ત્યાર: ૧૦૪

"એ સોહરાબ દલેર, લોભી નાદાન ન રહે,
હીંમત રાખ તું, હયરાન પરેશાન ન રહે;
હંમેશ આગલી હરોલમાં મજા નથી,
તારે હાથજ દુનીયાની કજા નથી. ૧૦૮

ખુદા હંમેશ સંતોષીની સાથ છે,
હુલ્લડાઇથી જીંદગીબી બરબાદ છે.
તું સુલ્લેહમાં રહેજે અફ્રાસીયાબની સંગ
ન મારતો તું કુદકો જ્યાર ચાલતું હોય જંગ. ૧૧૨

અગર ચાહતો હોય મલવા રૂસતમને તું,
જતો દોડી જંગ નહી, તેડવા જમને તું.
જો સુલ્લેહમાં શોધ્યો તેં તારો પીદર,
તો બન્નેની ઉમીદ ખરે આવશે બર. ૧૧૬

પણ અહીંથી તો દુર જા તું હજારો કોષ,
ને પુરો કર ત્યાં જઈને તારો તે હોંશ.
ન ઈરાની છાવણી તે ફરતો ફરેછ,
તે તો દુરથી વતનની ચોકી કરેછ. ૧૨૦

વરસોથી થયોછ તે દુશમને જંગ,
ને સાંધીછ તેને હવે સુલ્લેહની સંગ.
ન લડાઈના તોફાનની તેને દરકાર
તે એકાંતમાં જીંદગી ગુજારેછે યાર. ૧૨૪

રહેછ સાથ પીદર જાલ તે સીસતાન મુકામ,
ખુદાપે સબરમાંજ તે કરેછ આરામ.
તે શાહે ઇરાનથી ખુદ નારાજ છે,
સદા તેની ઉમીદ ત્યાં તારાજ છે. ૧૨૮

શરૂ કર તું કુચ ત્યાર, ને જા સીસતાન,
હું તો જોઇ રહયોછ કે વબાલમાં છે જાન.
ખુદા દે પનાહ મુશકીલે આસાન થાય,
તું તારા પીદર પાસ સલામત જાય. ૧૩૨

ફરી કહુંછ કે જંગમાં ન પડતો તું યાર,
જો પીદરને મલવું હોય તુને નામદાર.
તેની સાથના જંગમાં તું થશે ખુઆર,
વગર ઓળખે તું નાહક મરશે ઠાર." ૧૩૬

કહી એટલું ફેરવ્યાં તેને કદમ
સોહરાબના જવાનો તેને લાગો ગમ.
તે જીગરથી થયો ખરે નાસીપાસ
ચહેરો તેનો કહેતો, તે હતો ઉદાસ.

ભારી દીલે ફર્યો તે સામીયાને ત્યાર
પણ દીમાગ ને દીલ બેઉ હતાં બેકરાર.
પયરને ચંપલથી શોભાવીને ખાસ
તઇયાર થઈ ગયો પહેડી સફેદ લેબાસ.

લઈ હાથ કાઠી ખુદ સત્તા નીશાન,
ને તલવારને તાબડતોબ કીધી મેઆન.
મુકી તોપી કીરકુલના ઉનની ખુદ સર,
ને ખીદમતગાર સાથ શરૂ કીધી સફર.

આ વખતે ખુદ આકાશ મંડળનો તે શાહ,
પુર બ્હારમાં પૃથ્વી ઉપર કરતો નીગાહ,
ધુમ્મસને નદીથી હટાવીને દુર,
તે ફેંકતોતો ચોમેર ખરે ખુદનું નુર.

નીકળી છાવણીમાંથી એ બખ્તાવર રોજ,
તુરાની ઘોડેસ્વારની જંગી તે ફોજ.
હુમાન તેનો કહેવાતો બીજો સરદાર,
હતા સઉ હોકમને જેના તાબેદાર.

જેમ નવેમબરની એક સબકતી સહુવાર,
લાંબી ડોકનાં હોલાંની જબરદસ્ત હાર,
કાસપીઅન દરીયાના મુલકથી બેજાર
ઠંડી ને બરફથી બનીને લાચાર, ૧૬૦

દક્ષીણના મુલકમાં જતાં સફા જણાય
કે જહાં તેઓથી ત્યાંની ગરમી ખમાય;
જે ઇરાની દરીયાવના ઉના કીનાર
ને અલબુરઝ પાહાડના ઢલાણુ બેશુમાર ૧૬૪

માફક તેમને આવતાં પુરી પાડી ખુટ
પસંદ પડતી તેમને તે મુલકની રૂત.
મીશાલ તેમ નીકલ્યા તુરાની સવાર,
મેદાનની માટીને ભચડતાં આ વાર. ૧૬૮

હતી કોણની તેઓને કહો દરકાર,
ફરજથી ન ફરતા તેઓ લેશ ભાર.
ચલકતાતા તેઓના સુંદર હથીયાર,
ગજબ તેમની હીલચાલ અને કારોબાર. ૧૭૨

હરોલમાં ગોઠવાયાતા શાહના સવાર,
જે રહેતાતા ઓમુ દરયાને કીનાર;
દેખાતા તેઓ કદમાં મીનાર સમાન
ઉંચા તેમના અસ્પો, દમામદાર પેશાન. ૧૭૬

હતા તેમના ભાલા ખરે આબદાર
હતો તેમના સરપે ઉન તોપીનો ભાર.
શરીર તેમના સુંદર ને મરોડદાર
ભવાંની કમાન તેમની દમામદાર.

રહેતા તેમના વંસજો ખીવા બોખાર
દારૂ ઘોડીના દુધનો પીતા ચીકાર.
તે પીણું પી કરતા ખુદાપે સબર
હતા મસ્ત તેમાંજ તે બધાઓ જબર.

પાછલ તેમની ચાલતાં તુરાની સવાર
કદમાં જેઓ બ્હેંતીયાંનો આપતા ચીતાર.
પીતા તેઓ ઘોડીનુંજ દુધ બેશુમાર
ને કુવાના પાણી નહી છોરતા લગાર.

નીકલ્યા તેઓ પાછલ બીજા સવાર
જેઓ હતા પુરા ન ઇમાનદાર.
હતા તેઓ ફરગાનના તુરાનીઓ
અનેક જંગલોના બેઇમાનીઓ.

ચહેરા તેમના ચોંકાવતા દેવને ઘડી
શરમ તેમથી હજારો કોષ દુર પડી.
એ સર્વથી મેદાને સજ્યો શણગાર
ઉભા સર્વ ત્યાં જુઓ છરીને ધાર.

સામી બાજુ ઇરાનીઓની અલગાર
ઉભી ટોલા ધુરકતી જુઓ તઇયાર.
હરોલમાં **ખોરાસાની** ઘોડેસવાર
તુરાનીઓની યાદ આપતાં આ વાર.

હતું પાછલ ગોઠવાયું શાહી લશકર
જે ચોકી કરતું સારા ઇરાન ઉપર.
શું કહું તેમના બખતરનો ભારી દમામ
હતા તેઓ ઈરાનપે ફીદા તમામ.

આવી રીતે લશકરો ગોઠવાયાં જ્યાર
"પીરાનવીઝે" તુરાની વડો સરદાર,
હુકમ કરવા લાગ્યો હઠી જવા ત્યાર
"ફેરૂડ" જેનો લાભ લેવા ઉભો તઇયાર.

તે ઇરાની ફોજ લાવ્યો આગલી હરોલ
ને કરવા બેઠો સામી પક્ષનુંજ તોલ,
પણ નામી તે તુરાની પીરાન સરદાર
રહયો તે બીનાથી ખરે બેદરકાર.

લીધી બન્ને લશકરની મનથી તપાસ
ને દીલનો ઉભરો કાઢવા લાગ્યો તે ખાસ;
તે બોલ્યો ફરીને ફેરૂદની તરફ
ડોકી ફેરવી, ફેરવે જેમ ફેણ ઝેહેરી સર્પ.

“ઓ ફેરૂડ ઈરાનના સરદાર નામદાર
ને તુરાન ને ઈરાનના ઘોડેસવાર,
કહું જે સુનો દઈને સંભાલથી કાન
કરો સુલ્લેહ બન્ને, છે જંગમાં નુકશાન. ૨૨૦

અગર હોય ઇરાની લશકરમાં કોઈ નર
જે સરસાઇ ભોગવી શકે સોહરાબ ઉપર,
તો મોકલો તેને આજે મેદાનની બહાર
ભેટો કરવા સોહરાબ હમારો તઇયાર.” ૨૨૪

સુખન એવા પીરાનથી સમજ્યા જ્યાર
તુરાનીઓ ખુશી થયા બેશુમાર,
ખુશાલીના તેઓએ કર્યા પુકાર,
ને વધાવી લીધો વડો સરદાર. ૨૨૮

પણ ઇરાનીઓનુ ઉડી ગીયું લોહી,
બેઠા સર્વ તેઓ સુધ્ધી બુધ્ધી ખોહી.
જવાબ આપવો પીરાનને સ્હેલ વાત નથી,
ઝબાંથી ફરે એવી તે જાત નથી! ૨૩૨

થયાં તેમનાં મ્હોડાંઓ એકદમ બંધ,
ન સમજી શકયા તુરાનીઓના ફંદ.
હતો તેમના દીલમાં ખુદાનોજ દર,
શરમથી કીધાં નીચે તેઓએ સર. ૨૩૬

બચાવ તેમનો કરનાર તો કીરતાર હતો,
જે સરદારોનો મહાન સરદાર હતો.
જોતા તેઓ સરદારના હુકમની રાહ,
ફેલાઇ ચુપકીદી તુર્ત મેદાનગાહ.

પણ ખેલે છે કુદરત અહીં અજબ ખેલ,
જુઓ કો'નો કોણ સાથ કરાવે છે મેળ.
ઇનસાનો તો લાખો ઉમીદ ચાહે છે,
પણ ધાર્યું ધણીનુંજ આખર થાએ છે.

ફેરૂદ જયારે ઉભો આમ કરતો વીચાર,
આવ્યા તેની વ્હારે સૌ નામી સરદાર.
ઝોહરા સાથ ફરીબુર્ઝબી જોડાયો ત્યાર,
ને ગુદર્ઝ પર રાખી બેઠા સૌ આધાર.

ધીરજ સાથ જે બોલ્યો, "સૌ હીમ્મત ધરો
પીરાનથી તમો કાંય નાહક આજ ડરો?
કહો કે કબુલ છે એ તારૂં ફરમાન,
જો નીષ્ફળ નીવડયે તો લેજે તું જાન.

સોહરાબ સમ દલેર અહીં કોઈ પહેલવાન નથી,
છતાં તેથી આપણને નુકશાન નથી.
ભલે એ હોય શેર ને બરાડ પાડતો વાઘ,
અગર એની ગર્જનાથી સળગેબી આગ,

પણ હજુ એ નાદાનને જુવાન છે,
રૂસતમ જંગી સમ કોણુ બળવાન છે?
હું જાતે જઇ રૂશતમને મળીશ આવાર,
ને સમજાવી લાવીશ હું તે નામદાર. ૨૬૦

પીરાનની શેખીનું હું ત્યાં બ્યાન કરશ,
તેની પાસ હું આપરી મુસીબત ધરશ.
સોહરાબ સમ દલેર ગર જો કોઇથી જીતાય,
તો રૂશતમ છે એકલો જે તે સામે ધાય. ૨૬૪

નથી તેનો તંબુ કંઈ આપણાથી દુર,
તે સૌ સાથ ભલો છે એ માનશો જરૂર.
તે ઇરાનીઓ કાજે તો આપશે ખુદ જાન,
ખુદા તારી લાજ રાખે બ્હાલાં ઇરાન." ૨૬૮

ગુદર્ઝના બોલવાનો ચમતકાર થયો,
જવાબ દેવા ફેરૂદ ત્યાં તઇયાર થયો.
કહ્યું જઇ પીરાનને "શરત તારી પાલ,
તઇયાર છું ઉઠાવવાને તારો સવાલ. ૨૭૨

કહે જઇને સોહરાબને બખ્તર સજે,
હીંમત હોય તો ઇરાની સામે ધજે."
પીરાન ખુશ થતો ત્યાંથી ચાલતો ઘયો
ને તુરાની લશકર ઉઠાવી ગીયો. ૨૭૬

પણ ગુદર્ઝ ગયો સીધો રૂશતમની પાસ,
જ્યાં રૂશતમે તંબુ નાખ્યો હતો ખાસ.
તે બાદશાહી તંબુનો શું આપું ચીતાર
હતો જે પર કીરમજી ઝાલર શણગાર. ૨૮૦

તે ઉંચો હોઇ લાગતોતો દમામદાર
રહેતો જ્યાં ઈરાનનો તે સીપાહસાલાર.
તે તંબુમાં ગુદર્ઝ દાખલ થયો જ્યાર
બેઠોતો રૂસતમ નાશતા પર તે વાર. ૨૮૪

હોમા ખેલતું તેને ખભે ખુબ ખેલ,
તે રાજવંશી પક્ષી સાથ કરતોતો ગેલ.
ગુદર્ઝને જોતાંજ તે ચોંકયો નામદાર,
નહી સમજ્યો તેની આમદનો કંઇ સાર. ૨૮૮

“બીરાજો ગુદર્ઝ મારી સાથ આએ વાર”
સલામમાં આપી હાથ દીધો આવકાર.
બીરાજવાને નાશતાપે આગ્રહ કીધો,
પણ ગુદર્ઝે તેનો જવાબ ઝટ દીધો. ૨૯૨

“બેઅદબી જો થઈ હોય તો કરજે તું માફ,
ને ધ્યાન દઈને સાંભળ કરી દીલ સાફ.
ઈરાન પર છે આફત બેદરકાર ન રહે,
તુરાનીઓના ફંદથી હુશયાર તું રહે. ૨૯૬

તુરાન સામે ઇરાન ઉભુંછ જંગમાં,
આવીછ બાજી નામદાર હવે રંગમાં;
ઇજન તેમનું થયુંછ મોકલવા કોઇ શેર,
જે તુરાની પહેલવાનને કરી જાય જેર. ૩૦૦

તે ઇજનનો કરનાર છે સરદાર પીરાન,
નથી જે કાંઇ તુંજ નેકનામથી અજાણ.
છે તેમની સાથ સોહરાબ દલેર પહેલવાન,
જેના માયબાપની નથી કંઇ નીશાન. ૩૦૪

તે પીલતનમાં રાક્ષસ સમ સમજાયછે જોર,
બરાડ તેની એકથી થાયછ લશકરમાં શોર.
ન ભુલવું જોઇએ કે તે જુવાન છે,
જોતાં તેને સરદારો હયરાન છે. ૩૦૮

અરજ મારી એજ કે તું કમ્મર કસે
ને બહાદર સોરાબ તારી જાલમાં ફસે.
જો રહેશે તું જુદાઈ કરી નામદાર
તો ઇરાનીઓની જરૂર થશે હાર.” ૩૧૨

ગુદર્ઝના બોલવાનો પામીનેજ સાર
તે જંગી હસવા લાગ્યો મુછમાં લગાર.
“બનાવ નહી મને વ્હાલા ગુદર્ઝ તું આજ
કહાં ઉશકેરેછ મને તું લડવાને કાજ? ૩૧૬

અગર સર્વ સરદારો કમજોર છે,
તો મારામાં કહાં આગળું જોર છે?
જુવાન્યા અગરજો કહેવાય નાતવાન,
તો શહેનશાહ કયખુશરો કેમ રહયો અજાણ!

બુઢાઓમાં તેને તો વિશ્વાસ નથી
તે માનેછ જુવાનીઓમાં આશ નથી.
સોહરાબ સમ દલેર જોઇ જુવાન ઉશકેરાય
પણ તેમાં ખરે મારૂં કહો શું લુટાય?

હું ઇચ્છુછ હતે મારો એવો પીસર,
તો ગોડમાંથી છોરતે નહી તેનો પીદર.
દલેરી તેની જોઇને થતે હું શાદ,
સદા જંગથી દુર રહી લેતે રબની યાદ.

તે મારે બદલ જઈને ધુરૂજાવતે જંગ,
હું રહેતે આરામમાં પીદર જાલની સંગ,
ને અફગાન લુટારાઓનો કરતે નાશ,
ને મુલ્કો તેઓના કબજે કરતે ખાસ.

સીવા મારા કોણ છે તે બુજોર્ગની પાસ,
ન હોઉતો લુતારૂઓ વરસાવે ત્રાસ.
હવે જંગ મુજ કાજ સજાવાર નથી,
હું ખુન પીવા કોઇનું તલબગાર નથી.

તે જમાનો ગુઝર્યો મેં બજાવી ફર્જ,
ફીટાડો હવે તમો તમારૂં કર્જ.
મેં શાહોને અજમાવી જોયા છે બહુ,
કીધીછ તેમની પક્ષમાં મેં લડાઇઓ સહુ.

પણ અંતે હવે મારી ઉંઘડી છે સુધ,
મેં ગાય દોહીને વરૂને પાયું છે દુધ.
હવે મને આરામમાં જીવવા તમ દેઓ,
ન ઘાટકી હાથ પાસે તલવાર કામ લેઓ."

ગરજના કરી શાંત થયો એ મીસાલ,
તે જંગી દલેર ઉભો વીચારવંત હાલ.
ગુદર્ઝે ફરી હાથ બાજી ધરી,
ને ટક જોઇને ઘણી આજેજી કરી.

"ભલે તું કહેતો હોયબી રાસ્ત નામદાર,
પણ રઇયત કેમ ઉપાડી શકશે એ ભાર?
ઇરાનીમાં એવો કોણ પહેલવાન છે,
જેથી સર્વ મુશકેલી આસાન છે.

જો આવશે નહી ત્યાં તો તું ગુમાવશે નામ,
ખરે એનો આવશે નહી સારો અંજામ.
તે જુવાનને હાથ તારી હસી થશે,
કમાવેલી કીર્તીબી બરબાદ જશે.

કહેશે રૂશતમ કમજોર હશે નામદાર,
કે મુજથી છુપાઇ બેઠો ખુણે આ વાર,
ફરજ છે એ તારી તું શોધી તોડે,
મજાલ નહી કે કોઇ તારી કબર ખોડે." ૩૬૦

ગુદર્ઝના બોલવાની હવે થઈ અસર,
રૂસતમનું વિંધ્યું તેણે અંતે જીગર.
જખમ કીધો ફેંકી ઝબાનનોજ તીર,
ને જીતી લીધો અંતે રૂસતમ સમ વીર. ૩૬૪

"અજબ તારી ઝબાનમાં ગુદર્ઝ મીઠાસ,
તું ફાવ્યો હું હાર્યો થયો નાસીપાસ.
મને યાદ આપી તે જંગી દલેર
બેફાયદા ન ઉશકેર તું જાબુલી શેર. ૩૬૮

ભલે હોય તે અજીત કે દુર્બલ જવાન
મુબારક તેને તેનું એ અભીમાન.
મને શું તેનાથી થશે નુકશાન,
તે જીતનાર નથી હરગીઝ રૂસતમ માહાન. ૩૭૨

એવા તો સીતારાઓ આકાશ ઉપર,
ઘણા ચમકી અસ્ત થાય છે સબરદબર.
પણ રૂશતમની કીર્તી તો મરનાર નથી,
તે ખરતા સીતારા સમ ખરનાર નથી. ૩૭૬

અગર તારી ખાએશ છે, હાજર છું યાર,
મુસીબત ઈરાનની ઉઠાવવા તઈયાર.
હું હીંમત તેની સામે હારતો નથી,
વગર વાંકે હું કોઇને મારતો નથી. ૩૮૦

લડશ હું પણ રાખશ છુપું મારૂં નામ,
લડવું એકસે એ નહી રૂશતમ જંગનું કામ.
ખુદાવંદ તમારી મુરાદ લાવે બર,
આબાદી ઢળે હરદમ ઇરાનને સર." ૩૮૪

સમજીને રૂશતમથી એ ખુશી પેગામ,
નીકલ્યો જવા ગુદર્ઝ ખુદને મુકામ.
આપી તેને લશકરને જઈ ખુશ ખબર,
કે 'રૂશતમ આવેછ રાખો રબપે સબર.' ૩૮૮

ખુશાલીની સીમા હવે તાંહ શું રહી!
દીલગીરી તેઓમાંથી દફેબી થઇ.
હસતા તેમના ચેહેરા નીકલ્યા દીપી,
જાણે કોઇએ લાલાસ લીધો હોય લીપી. ૩૯૨

રૂસતમ પણ તઈયારીમાં થયો શામેલ,
ને સજવા લાગ્યો બખ્તર ખુશ થઈને દેલ.
બોલાવ્યા તેણે સર્વ સરદારો પાસ,
ને સાદો સજ્યો એક સરદારનો લેબાસ. ૩૯૬

સમજ્યા નહી સરદારો મતલબ તેની,
પીછાણી નહી શકયા મુસીબત તેની,
કોલાહુમાંથી નાબુદ થઇ રૂશતમ નીશાન,
સજ્યો અસબાબ રૂસતમે સાદો એમ માન. ૪૦૦

કહાં રૂશતમનુ બખ્તર ને તેજી તલવાર,
નહી રાજવંશી લેબાસ કે હથીયારનો ભાર,
શોભાવ્યા કોલાહુમાં રાતા અસ્પના બાલ,
સુનેરી પટામાં જે શોભતાતા હાલ. ૪૦૪

થઇ એ મીસાલ સજ તે પડયો બહાર,
ને લડવાને જંગી તે થયો તઇયાર.
જોતાં તેને રાજવંશી રખ્સ આવ્યો પાસ,
જાણે કુતરો શેઠની ચોકી કરવા ખાસ. ૪૦૮

રૂશતમના એ રખ્સને ઓળખતીતી જહાન,
ઓખારાથી લાવ્યોતો રૂસતમ જે માહાન.
હતું દુધ પીતું તે છેક નાનકડું બાળ,
રૂસતમ લાવ્યો ઘર ત્યાર હતું હાલ હવાલ. ૪૧૨

આપી જંગીએ તાલીમ લઇ જઇ વતન,
લીધી તેની કાળજી કરી બહુ જતન.
બનાવ્યો તેને તેજી ને હુશીયાર,
ચલકતો રાતા રંગનો અસ્પ નામદાર. ૪૧૬

મુકી તેના સર પર એક સુંદર નીશાન,
ને પીઠપર અસવારીનો કસબી સામાન.
ખરે જેપર દીપતાતા જંગલી શીકાર,
ડોકાં જેમના ઓર કંઈ ઉકલાવતાતા સાર.

થયો એ મીસાલ તે રખસપર સવાર,
ને ઈરાની લશકર પાસે આવ્યો આ વાર.
આમદ તેની સઉએ વધાવી લીધી,
ને સરદારોએ નેક દોઆ બી દીધી.

ન ઇરાનીઓથી તે હતો અજાણ,
પણ તુરાની ઓળખી ન શકયા નીશાન.
રહયા તેઓ એ વાતથી બીલકુલ બેફામ,
ખરે તેઓ પીતાતા ગફલતની જામ.

પણ ઇરાનીઓમાં તો જામ્યોતો રંગ,
જે જોઈને તુરાનીઓ થઇ ગયા ડંગ.
જેમ ડુબકી મારનાર કોઈ ઇરાની અખાત,
જોખમ ખેડે દરીયામાં રહી દીન રાત,

પછી પાણી લાવે છે મોતીઓ સાથ,
ને પરણેતર તેના જોઇ ભરેલા હાથ,
હર્ષભેર જેમ ખાવીંદને ભેટી પડે,
તેમ રૂશતમ માટે તેઓ પુકાર કરે.

ઈરાનીના લશકરની આગલી હરોળ,
ઉભો રૂશ જંગી જઈ પાળવાને બોલ.
તુરાનીના લશકરની આગળી હરોલ,
ખડો ઉભો સોહરાબ બજાવવાને કોલ.

ઉભાં બન્ને લશકર સામાસામે આમ,
ખુદાને રોશન શું તેનો છે અંજામ!
રહ્યું વચમાં ખાલી રેતીનું ચોગાણ,
જેમાં જોર અજમાવનાર બન્ને પહેલવાન.

રૂશતમ જોઇ ઘડીભર તે દલેર સોહરાબ,
કલ્પી નહી શકયો શું છે હીરાનું આબ.
ઉભો જેમ ઉભી રહીને શાહજાદી બામ,
સજી સોલે શણગાર મુજાય જોઇને આમ,

હસીને કરે ઠેકડી દાસી તણી,
તેમ રૂશતમ રહયો જોઈ સોહરાબની ભણી.
આવી તેના દીલમાં દયા બે સુમાર,
તે માનતોતો નક્કી જુવાન મરશે હાર.

ખરે તારો કૂદરત તલેસમ અજબ,
અજબ થઈ કહું છું ખરે છે ગજબ.
પીસર સાથ કરે જંગ જુઓને પીદર,
ગફ્લતીએ તેમને ઘેર્યા સરબસર.

ખુશીના સંભળાવા જોઈતાતા જ્યાં નાદ,
આજે ત્યાં જામી રહયોછ કેવો ફીશાદ!
ન પીસરને પીદરની અહીં છે દરકાર,
મરો યા જીવો ખુલ્લું મેદાન તઇયાર. ૪૬૦

જોયો જ્યારે નજદીકમાં દલેર જવાન,
થઇ ગુમબી સુધ્ધી ઉડી ગયું ભાન.
ઘડી ભર વિચારમાં થયો જંગી લીન,
તોખમ જોઈને તેની કીધી આફ્રીન. ૪૬૪

“તુરાની તોખમનું કદી નહી હોય લાલ,
એ ઓલાદ છે ઓર કોઈની, પહેલવાનનું બાળ.
શું સુંદર છે એનું મરોડદાર કદ,
ખરે એને જોતાંજ છે જીંદગી આએ રદ. ૪૬૮

જીગર મારૂં જોઈને એને થાય છે ચાક,
રખે ખેલે બાજી તે શયતાન નાપાક.
અરે એને જોતાંજ કેમ હાથો થાયછ થંભ,
અરે કેમ ધ્રુજેછ જોઇ એને રૂશતમ. ૪૭૨

હીંમત આવ જીગરમાં ખુદા યારી દે,
પનાહ મુજને પરવર હવે તારી દે.”
અને એક છલંગ સાથ તે વધ્યો કદમ,
જાણે આવી ઉભો હોય સોહરાબનો જમ. ૪૭૬

“અરે ઓ હુરખઘેલા દલેર જવાન.
અફસોસ થાય છે જોતાં તુંને અહીં મેદાન,
શું ખોટું છે જુવાને જીવવું જહાન
જે મેળામાં માયાનો ભર્યો છ સામાન. ૪૮૦

જ્યાં ખુશી ખુશાલીઓ રોજની વ્હેંચાય,
જે મેળો પરેસ્તાનમાં રોજ ફેરવાય,
તે છોરીને મરવું તેમાં શું હાંસેલ,
ન લડવું મારી સાથ છે બચ્ચાંનો ખેલ. ૪૮૪

ફરી કર સંભાળથી જુવાન તું વીચાર,
મુકાબલે! તું છોર મારો થશે ખુઆર.
એવા કંઇક પહેલવાનો આવી મુજ દ્વાર,
હુજ્જતમાં મુજ તલવારના બન્યાછ શીકાર. ૪૮૮

ન જીંદગીમાં મેળવી કોઈ સામે મેં હાર,
અજીત છું એમ સૌ કોઇ કરે છે સ્વીકાર.
માટે માન મારૂં અમારી કર સંગ,
ઇરાની ઝુંડા કાજ હવે કર તું જંગ. ૪૯૨

અગર જીત જોવી હોય આવ મારી સાથ,
ન વાંકો થશે બાલ તારો મુજ હાથ.
સંભાળશ તુંને મારો દીકરો ગણી,
મજાલ નહી કોઈ આંગળી કરે તું ભણી.” ૪૯૬

બોલી એટલું થામ્યો તે જંગી માહાન,
ચોંકાવ્યો તેને આખીર સોહરાબ પહેલવાન.
સમજી તેનો બાગે બુલંદ ત્યાં અવાઝ.
વીચાર કીધો સોહરાબે આવવાને બાઝ.

ઉભોતો તે મેદાનમાં કીલ્લા સમાન,
આગળ જાય તેની જેને આપવો હોય જાન.
બોલો તેના સુફેદની જોઇને નીશાન,
માની લીધો તેને પીદર દીલજાન.

સમજી એમ તે દોડયો ઝટ રૂશતમની પાસ,
ને ગુંદણુ ધરી તેનું બેઠો ત્યાં ખાસ.
ઘણી કીધી આજેજી જાણવાને નામ,
પણ કમબખ્ત પીદર આખર રહયો બેફામ.

માની તે જુવાનને કોઇ બદમાશ તે વાર,
તુરાનીપે વીશ્વાસ ન મુકયો લગાર.
"અગરજો હું નામ મારૂં જાહેર કરૂં,
ને ખરી હકીકત તેની પાસ ધરૂ,

તે હરગીઝ ન તાબે મારે આવશે,
ન મારી બાજી તે ઉપર ફાવશે.
તે તુરાનીઓની ન છોરશે કંઇ સાથ,
ન આવી ભેટશે મને, રહીને સંગાથ.

બહેકાવશે તે મને આપી કંઈક ભેટ,
તલવાર કે પટાથી તે ખેંચશે મુજ હેત.
પછી સીધો જઇ અફ્રાસીયાબ દરબાર,
કોઈક મુબારક ટાંકણાપર આપશે એમ સાર, ૫૨૦

'કે જીત થઇ છે મારી ખરે બેતકરાર,
સમરકંદમાં ફતેહના કરો પુકાર.
ન આવ્યો કોઈ જંગી સામે ભીડવા બાથ,
સીવા રૂશતમ જેને કીધી સુલેહ સાથ. ૫૨૪

હતાં બન્ને લશકરના સમાન બળ,
બન્નેમાં ન હતો ફરકબી એક તલ.'
સમજી તેને સૌ કોઇ ત્યાં વધાવશે,
ફતેહથી ખુદ વતન સૌ ગજાવશે, ૫૨૮

પણ ઉમરાવની કીર્તીનો થશે ત્યાં નાશ,
થશે ઇરાનીઓની હસી ત્યાં ખાસ."
એવા લઇ વીચાર તેને ફેરવી નઝર,
ને ખુલ્લું કીધું સોહરાબ પાસે જીગર. ૫૩૨

"ઉઠી જા ઓ મુરખ દલેર અએ જવાન,
ન પુછ મને રૂશતમ વીષે ઓ નાદાન.
હાજર છું હુ તારો ઉઠાવવા સવાલ,
મજાલ શું ઈરાનીનો વાંકો થાય બાલ? ૫૩૬

તું માનેછ કે થશે નહી કોઈથી તું જેર,
પણ યાદ રાખ ન જશે સલામત તું ઘેર.
અગરજો મેદાનમાં રૂશતમ આવી જાય,
તાકાટ શું તારી કે તું તે સામે થાય. ૫૪૦

ફરી કહુંછ કે દુર કર એ દીલથી ગુમાન,
ને જોખમમાં નાહક ન લઇ આવ તું જાન.
પડશે લાશ તારી આએ ચોગાણ ઉપર.
બનશે ખુલ્લું મેદાન આએ તારી કબર.” ૫૪૪

રૂશતમની ઝબાનનો તે કાતીલ તીર,
ખરે કરવા પામ્યો સોહરાબને ગંભીર.
રહયો તેના ગુસ્સાનો હવે નહી પાર,
વીચાર કીધો તેને ન છોરૂં જીનહાર. ૫૪૮

“શેખી તારી બંધ કર એ બુઢા બુબખ,
તું ઘાટકી છે માનુંછ જીગરથી બેશક.
સમજતો મને નહી કોઇ છોકરી નાદાન,
જે લલચાઈ જાય તુજની સમજીને ઝબાન. ૫૫૦

ખરૂં છે કે રૂશતમને જોતાંને વાર,
હું સુલ્લેહ કરવા થયો હોતે તૈયાર,
પણ રૂશતમનો સવાલ રહયો નથી જ્યાર,
હું લડવાને તુંજ સામે છું બસ તૈયાર. ૫૫૬

વખત નહી બરબાદ કર શરૂ કર તું જંગ,
હવે કર નહી તારાં વચનનો તું ભંગ.
ભલે હોય તું મુજથી જોરાવર દલેર,
પણ કુદરતને બાર નથી ઈનશાફ અંધેર.

કહી કોણ શકે કે થવાનું શું કાલ,
નજુમી છે આકાશ પર જોનાર ફાલ.
લડાઈનું મેદાન છે એક સાગર ખરે,
જે મારે ત્યાં ડુબકી, ડુબે યા તરે.

કોણ જીતશે કોણ હારશે એ કહી કેમ શકાય,
લખાયા હોય લેખ તેજ અંતેબી વંચાય.''
સોહરાબનો જવાબ સમજી આખર તે શેર,
ઉશકેરાઈને ધસ્યો પટકવા દલેર.

ફેંકયો ખેંચી ભાલો સોહરાબની ઉપર,
બની ચંદ ઘડી જંગી તર્ફ બેકદર.
તે ભાલો ઉંચે ચઢી આવ્યો નીચાણ,
ને રૂશતમને ખભેથી પડયો મેદાન.

જેમ સહેલ કરતો સકરો વાદળીઓમાં ખાસ,
તીત્તર જોઇને કુદી પડે તેની પાસ.
તેમ રૂશતમની ચકડોલે ચઢેલી આંખ,
સોહરાબની ઢાલથી અંતે પામી નાસ.

હવે સામી બાજુ ઝટ કરવાને વાર,
ફેંકયો ભાલો સોહરાબે રૂસતમપર ત્યાર.
પણ રૂસતમની ધાલે ઉધારી લીધો,
તે જુવાનના ભાલાએ દગો દીધો. ૫૮૦

અવાજ કરવા લાગી જંગીઓની ઢાલ,
થયા દંગ હરકોઈ જોઈ બન્નેની ચાલ.
વારી આવતાં રૂસે લીધી જોલ્લી હાથ,
મજાલ નહી કે રમત રમે કોઈ તે સાથ. ૫૮૪

તે વજનમાં એટલી તો ભારી હતી,
કે જે પર ઉચકાઈ ત્યાં ખુઆરી હતી.
દેખાવમાં યમદુતની કુહારી હતી,
રૂસતમની એથીજ બરકરારી હતી. ૫૮૮

ઉપાડીને લાકડાંની ઝોલ્લીને ઝટ,
ફેંકી જોશથી સોહરાબપે દેખાડી હઠ.
હવે સોહરાબ બાજુ થઇ ગીયો સાંપ સમાન,
ને ઝોલ્લી પડી કરતી અવાજ મેદાન. ૫૯૨

પણ બાજી રસપર અહીં આવી ખરી,
ન રૂશતમને ઝોલ્લીએ મદદ કરી.
તે પડયો જમીનપર અવાચક બેફામ,
જે નીશાન ચુકવાનું હતું પરીણામ. ૫૯૬

અગર ચાહતે સોહરાબ કરતે તેને ઠાર,
ને મોકલતે દાદ લેવા રબની દરબાર,
ફેંકીને મેદાનપર તેની પલમાં લાશ,
તે ચાહતે તો રૂશતમનો કરતે તાંહ નાશ,

પણ હાતમ જીગર તેનું રોકતું હતું,
કોઇ છુપાઈને દીલમાં કાંઇ થોકતું હતું.
તે મનથી હસ્યો જંગી તરફ ફરી,
ને રૂશતમની ઘણીએક ઠેકડી કરી.

"કેમ બતલાવતો પાણી નહી તારૂં એ શેર
કેમ સોહરાબને કરતો નહી હવે તું જેર?
મેદાન કોણની બનશે હવે કહે કબર?
પડી ઝોલ્લી ખાકમાં એ તારી જબર!!

હજી તારા ગુસ્સાને ભુલી તું જા,
સમો સાચવી લે જંગી, કુલી ના જા.
કરૂં છ જ્યારે તાહરા ચ્હેરાપે નઝર,
સમજ નથી પડતી કાં કંપેછ જીગર.

તું કહેછે કે રૂશતમ તારૂં નામ નથી,
સરખામણી તેની એ તારૂં કામ નથી,
ત્યારે કોણ છે તું કંઈ ખુલાસો તો કર,
તુને જોઇને વ્હાલથી ઉભાયછ કેમ જીગર.?

જુવાન છું, દલેર છું, હું લડયોછ લડાઈ,
નથી કરતો મોઢેથી ખાલી વડાઈ.
ઘણાક મરતાં માનસના નાજુક પોકાર,
અઠડયાછ મારા કાને હઝારો વાર. ૬૨૦

પણ અજબ છે મારૂં દીલ ખેંચાય છે કેમ,?
લાગણી મારી તુજ તરફ વ્હેંચાય છે કેમ,?
મને લાગેછ કુદરતનો એમાં છે હાથ,
જે ચેતાવી રહીછ કે ન બીડો બેઉ બાથ. ૭૨૪

માટે ચાલ તું ભાલાને ઝટ કર મીઆન,
ને સુલેહ કર મુજ સાથ ડરી યઝદાન.
બેસી પાસ મારી તું નોશ કર બસ જામ,
ને દુનીયાને દોસ્તીનો આપ તું પેગામ. ૬૨૮

પછી કહે તું મને રૂશતમનો અહેવાલ,
જેને કાજ મારા જીગરમાં છે વ્હાલ.
મુકાબલો તારો નહી કોઈ કરશે તુરાન,
સમજી મારૂં નામ રહેશે દૂર કુલ ઇરાન. ૬૩૨

માટે આવ તું મુંજ પાસ ને દોસ્તી બસ કર,
કપટ દુર કરીને ખુશી ભર જીગર."
કીધી કંઈક કોશેષ સોહરાબે આ વાર,
કે સમજીને બને રૂશતમ દોસ્તદાર. ૬૩૬

પણ કમબખ્ત જંગી નહી સમજ્યો સાર,
કે ખેલતો તો બાજી શું સેતાન તે વાર.
ફરી તેને ઝોલ્લીને ફેંકી મેદાન,
લીધો ભાલો હાથમાં લેવા તેનો જાન. ૬૪૦

અણી જેની ચળકતી સીરીયસ સમાન,
જે કુતરીયો તારો છે મશહુર જહાન.
હતો બખ્તર કોલાહ પર ધુલોનો ઢગ,
પણ વ્હેતું હતું કયાની લોહી તેની રગ. ૬૪૪

તે સહેલથી હવે ખરે બોલતોતો નહી,
તે ધારતો તો કંઈ પણ દીલ ખોલતો તો નહી.
અંતે તેની ચમકવા લાગી ઝબાન,
ચઢી તેના ભવાની તેજદાર કમાન. ૬૪૮

"ન દેખાડ એક છોકરીના નખરાં ને નાઝ,
હીંમત હોય તો કોલથી ન આવતો તું બાઝ.
એવા તો જોયા કંઈક તુરાની શેર
લોટયા કંઈક ખાકમાં એવા તો દલેર. ૬૫૨

મને તુંજપે આવેછ હવે બસ ધીક્કાર,
જો જંગથી ડરે તો છે તુંજપે ફીટકાર.
મેદાનને સમજ નહી તું બાગે તુરાન,
નથી એ પરીઓનું ગુલેસતાન. ૬૫૬

હવે કર ઉતાવલ તું બાંધી કમર,
સાવધ રહે ન છોરશે ઈશાની ભમર.
કરૂંછ તારી દોસ્તીનો ખુલ્લો ઈનિકાર
નથી તારી જામની મને કંઈ દરકાર. ૬૬૦

હીંમત કર તું એકઠી ને બતાવ હુન્નર,
અગર તુંજથી લલચાઉં તો ધીક્કાર મુજપર.
શોધવાને નીકળ્યોછે જે શેર શીકાર,
તે પાછો ફરે કેમ ભુખ્યો આ વાર? ૬૬૪

આગલ મેં દેખાડીતી તારીપર રહેમ,
પણ હવે હું ચુકનાર નથી મારી નેમ.
કરેછ મારી બન્ને લશકરો હસી,
લાચાર છું બોલીને ગીયોછ હું ફસી." ૬૬૬

હવે ખુનરેજી અહીં શરૂ થાય છે જો,
બન્ને વીરોમાં કોણ આગળ જાયછે જો.
હતા બન્ને સરખા ન એકમેકથી કમ,
ઉભા થઈને બન્ને જો એકમેકના જમ. ૬૭૨

લડે જેમ બન્ને ધીડો શીકાર કાજ,
લડવા બન્ને તેમ જંગીઓ ઉભા આજ.
પડયા ઢાલોપર ફટકાઓ બેશુમાર,
બન્યા અંતે કામઠાં ને ભાલા લાચાર. ૬૭૬

જેમ કઠીયારો જંગલમાં કાપતો જાય ઝાડ,
ને કુહાડી તેની ધુજાવે જેમ હાડ,
તેમ રૂસતમ ને સોહરાબની લાગી લડાઇ,
ખુદા માલુમ તેની શું આવેછ વધાઈ. ૬૮૦

ખરૂં જોતાં કુદરત ત્યાં ખેલતી હતી,
તે આગમાં ખરે તેલ ભેલતી હતી.
ફેલાયોતો આકાશપે સીહા અંધકાર,
વાદલીઓબી ગર્જનાનો કરતી પુકાર. ૬૮૪

પવન બેશુમાર ત્યાં ફુકાતો હતો,
ખુદ દરીયોબી જોઇને સુકાતો હતો.
શરમભરી હદ સુધી લડતા તેઓ,
મારતા એકમેકને ને પડતા તેઓ. ૬૮૮

તુટવા લાગી કરકર અવાજ કરતી ઢાલ,
હાલત બન્નેની ત્યાં દેખાઈ બહુ કંગાલ.
ઉડયો રૂશની કોલાહનો નાદર શણગાર,
ગભરાવાને લાગ્યો તે જંગી નામદાર. ૬૯૨

સમજ નહી પડી કે હવે કરવું શું
'આ ખુલ્લાં ચોગાણમાં મારે મરવું શું'?
ધડકવાને લાગ્યું તે જંગીનું દેલ,
બુઢાપામાં લડવું એ નથી કંઇ સહેલ. ૬૯૬

રખસ તેનો ઝટ જોઇને માલીકનો હાલ,
ખંખાર મારવા લાગ્યો દેખાડીને વ્હાલ.
કીધા તેને ચોગમ ખુબ શોરો પુકાર,
કરે જેમ ગરજના જંગલ શેર સરદાર. ૭૦૦

વીંધાઈને ગોળીથી થતાં જેઓ ઠાર,
છલંગ મારે લેવાને ખુદનો શીકાર.
થઇ હાલત રખસની જો તે મીશાલ,
હતો માલીક વહાલો જે લેતો સંભાલ. ૭૦૪

ફેલાયો લશકરોમાં ભારે ગભરાટ,
પણ વચમાં પડવાની ન હતી તાકાટ.
સોહરાબે રૂશતમપર ઉગામી તલવાર,
પણ ઉમીદ તેની અંતે આવી ન પાર. ૭૦૮

ન રૂસતમ હતો એવો જલદી સપડાય,
લીધા તેને બચાવના કચકંઈ ઉપાય.
તુટી તલવાર સોહરાબની જંગમાં એ હાલ,
પણ રૂસતમનો વાંકો ન થયો એક બાલ ૭૧૨

હવે તેની આંખ્યોમાં આવ્યું ઝનુન,
ને ધસ્યો બસ કરવા એવું કામ જણુન,
કે જેનો મુકાબલો ન દુનીયામાં થાય,
ને દુનીયામાં તે મોટો અપરાધ લેખાય. ૭૧૬

ખેંચી ઝટ ખુદ ભાલો ને બોલ્યો રૂશતમ
જે સમજતાંજ સોહરાબનો રૂંધાયો દમ.
રહયો નહી તેની અજાયબીનોબી પાર
તે પીછાણી ચુકયો રૂશતમને આ વાર. ૭૨૦

ફેંકી તેને ધીક્કાર સાથ હાથમાંથી ઢાલ,
પણ આવી ઉભો સામે કમબખત કાલ.
ઉભો જેવો સોહરાબ ઘડી બેદરકાર,
દીધો ભોકી ભાલો રૂશતમે તે વાર. ૭૨૪

ચીરી નાખી જીગર તેનું આરપાર,
ફેંકયો તેને મેદાનપે લેવા કરાર.
હવે દુર થવા લાગો ઝટ અંધકાર,
ને પવન પણ તડકાંપે થયો સવાર. ૭૨૮

નીકળ્યો ખુરશીદ ડોકયું તાણીને બહાર,
સઉ બદબખ્તીનો ત્યાં રહયા જોઇ ચીતાર.
થયો નહી, થશે નહી વખત કોઇનો યાર,
સમો સઉ ઉપર છે ખરે મુખત્યાર. ૭૩૨

હતી ઉભી બન્ને લશકરોની હાર,
પડેલો જોઇ સોહરાબને બન્યા ગમખાર.
ખુદ રૂશતમબી બન્યો ઘડીભર બેભાન,
જે ગમખાર બનાવનું શું આપું હું બ્યાન. ૭૩૬

દીવાનાપણામાં તે હસ્યો ચીકાર,
પડેલો જોઈ પગ પાસે માલદાર શીકાર.
ને ઠેકડી કરવા લાગ્યો તેની હદબહાર,
તે મરતા જુવાનને સતાવી અપાર. ૭૪૦

“હવે શેખી કહાં ગઈ તારી નામદાર
કેમ માર્યો કે મેદાન ઇરાની સરદાર?
કેમ કોથલામાં લેતો ભરી નહી શીકાર,
ને લઇ જતો અફ્રાસીઆબ પાસે આ વાર. ૭૪૮

શું માનતોતો રૂશતમ આવશે તુંજની પાસ,
ને લલચાવશે તું તેને સીફતથી ખાસ.
આપી ભેટ સોગાદ ખુબ ખુશામદ કરી,
કે સુલ્લેહ કરે રૂશતમ તુંજ સાથ ફરી! ૭૪૮

તેં ધાર્યું તુજ હીંમતની તારીફ ખુબ થાય,
ને તુરાની રઈયત તે સમજી મલકાય
પણ હીંમત હતી નહી કે કીંમત અંકાય,
બધી તારી હલકાઇ એ હવે જણાય. ૭૫૨

તેં માન્યું કે કીર્તી તારી જહાન ફેલાય,
ને બુર્જોર્ગ તુંજ પેદર તે સમજી ખુશ થાય
પણ એ તારો ખોટો પુરવાર થયો ખ્યાલ,
તુંને મારી ગીયોછ એક ઇરાની હાલ. ૭૫૬

હવે રાતાં કોહલાં તુંજ કીમ્મત કરશે,
ને મીઠઠો તો તું તેમની નઝર ઠડશે.
દોસ્તો હવે તુજથી છુટટા થશે,
ને બુઢો પીદર તુને છોડી જશે." ૭૬૦

પણ મરતા સોહરાબે દેવાને જવાબ,
કીધી હીમ્મત એકઠી ને દેખાડયું આબ.
"કહેવું તારૂં રાસ્ત છે ઓ ઈરાની શેર,
ખરેખર તેં કીધો એક જંગી ને જેર. ૭૬૪
પણ અંતેબી તારૂં તો તુટયું ગુમાન,
જો આપતે નહી જંગ વેળા રૂશતમ નીશાન.
તો બેફાયદા જતે નહી સોહરાબનો જાન,

જે રૂશતમની મોહબતપે કીધોછ કુરબાન. ૭૬૮
જો કરતે નહી જંગ વેળા રૂશતમ પુકાર,
તો તાકાટ શું તારી તું ફાવે તલભાર.
ઉખેડયાછ મેં જીંદગીથી સેંકડો સરદાર,
તો પરવા શું કરતે હું તારી લગાર. ૭૭૨

પણ તેં મને આપીને પીદરની યાદ,
કીધી મારી બાજી તેં અંતે બરબાદ.
તે પીદરની યાદમાં મેં ફેંકી છે ઢાલ,
ને જીંદગીથી બેઠો હું ધોઈ હાથો હાલ, ૭૭૬

હવે તારી ઉપડવા લાગીછ જબાન,
ને મરતાં ને કરેછ તું ખુશ થઈ અપમાન.
પણ યાદ રાખજે રૂશતમ જો જાણશે એ વાત,
ન છોરશે પીછો તારો તે દીન કે રાત. ૭૮૦

ઉમીદ તે મારી લઈ હું દીલમાં જવશ,
પીદર મારા વ્હાલાથી એકલો થવશ.
હું ઇચ્છુછ કે લઇ જાય તે આવીને લાશ,
સીજદા કાજે માદર તેહમીનાની પાસ. ૭૮૪

તે જોતાંજ પડેલો પીસર ને મેદાન,
બબર મીસલે લેશે કુદી તારો જાન.
છુટું પાડશે તનથી ખીલેલું તુંજ માસ,
ચાસણી કાજે ઘીડોને અરપી તુજ લાશ." ૭૮૮

જે બનવાનું હતું તે બની ગીયું,
રહી ધર્તી ધરૂજી જોઇ આ શું થયું.
ન રૂશતમને તે વાતની સ્હેજ થઈ ખબર,
કે તેનેજ હાથ માર્યો ગયો છે પીસર. ૭૯૨

જેમ ચકલો ચૌટે કરવા ભોજન તપાસ,
નીકળે માળેથી શોધ કરવાને ખાસ.
ને ચકલીને માળામાં બચ્ચાંની પાસ,
છુપાવીને જાય છે તે ખેડવાને સાહાસ, ૭૯૬

આવી જ્યાર ચીંચી કરે છે ચોગમ,
ને મલકાતો મનમાં ખુબ ખેંચે છે દમ.
તે જાણતો નથી તેની વાડી લુટાઈ,
કેવી રીતે તેની ઉમેદ ગઇ સુકાઈ. ૮૦૦

તે માળામાં જઈને જુએ છે અંદર,
ને બચ્ચાંને ભેટવા દોડેછ બેખબર,
તો નાશીપાસ થઇ કરેછ ખેદયુકત પોકાર,
લુટયો કોણે તેનો રે નીર્દોષ સંસાર! ૮૦૪

એજ મીસાલ રૂશતમનીબી હાલત હતી,
બેશક એ તેની તો ગફલત હતી.
તે સમજતો માર્યો મેં મોટો શીકાર,
પણ શીકાર તો હતો ખુદ પીસર નામદાર. ૮૦૮

હજુણ તે તો સોહરાબનું માનતો તો નહી,
તે પોતાની ગફલતી જાણતોતો નહી.
“ન ખોટું બોલ જ્યારે તું પડયો મેદાન,
કે રૂશતમ હતો તારો પીદર મહેરબાન, ૮૧૨

જે કીનામાં લેશે આવી મારો જાન,
ને કાયમની દુર કરશે મારી નીશાન.
રૂશતમને કોઈબી નહી હતો પીસર,
કે કુઝુલ કરે તેની હરરોઝ ફીકર.” ૮૧૬

જવાબ દઇને સોહરાબને અંત એ મીશાલ,
ઉભો બાપ બેધ્યાન થોડે દુર હાલ.
પણ સોહરાબે મરતાં ન છોડી જીકર,
ઉભરો કાઢયો દીલનો હવે બેફીકર. ૮૨૦

"કોણ કહેછ કે રૂશતમનો હું નથી પીસર,
હું તેનોજ ગુમ થયલો છું લખ્તેજીગર.
અગર વા જો વાત તેને કાને લઇ જાય,
તો ખુદાને રોશન કે તેનું શું થાય. ૮૨૪

તે છોરશે નહી મારા ખુનીને જીનહાર,
પણ તે ખાતર નથી હું બન્યો ગમખાર.
ભલી મારી માદરનો આવેછ વીચાર,
કેમ સેહવશે મુજ મોતનો ઘા બોલી તે નાર. ૮૨૮

તે સમનગાન દેશને સુખવાસી મુકામ,
બુજોર્ગ તેના પીદર સાથ કરતી આરામ.
છે પીદરે માદર મુજ શહેનશાહ દલેર,
થયાંછ કુર્દ લોકો જેને હાથે જેર. ૮૩૨

હું ફતેહ સાથ ફરવાનો આપીને કોલ,
નીકળ્યો તો કરવાને પીદરની ખોલ.
પણ સરજતે અધુરી રાખી મુજ આસ,
તે જીવતો જોવા બદલ જોશે મુજ લાશ ૮૩૬

વીલાપ તેનો સાંભળશે સારી જહાન,
કે માર્યો ગયો તેનો પીસર મેદાન.
એક અજાણ્યા સરદારને હાથ જંગ મીઆન,
ને નાબુદ થઇ રૂશતમની ઓલાદ નીશાન. ૮૪૦

ખતમ કરીને દુખી દીલનો ઉદગાર,
રડવા લાગ્યો સોહરાબ પછી બેશુમાર.
તે ડચકાં સાથ લેતો તો માદરની યાદ,
ને જમ સામે જોઇને તે પાડતો બરાડ. ૮૪૪

પણ રૂશતમને હજુ નહી આવ્યો વીશ્વાસ,
નહી ખાત્રી થઇ તેની સોહરાબ વીષે ખાસ.
આપી તે જુવાને સેંકડો નીશાન,
પણ બુઢો તે બાપ તેને માનતો ગુલબાન. ૮૪૮

તે જાણતો તો તેને તો હતી દુખતર,
ન હતો કોઇ તેનો સોહરાબ સમ પીસર.
ખુદ તેહમીનાથી આવ્યો હતો પેગામ,
કે દુખતરની આમદ થઈ તેને મુકામ. ૮૫૨

છુપાવીને બાળકનો એ રીતે ભેદ,
તે માદરને સહેજબી ન ઉપજ્યો ખેદ.
પરીણામ ભવીષનાથી અંજાણ રહી,
તે પાક દામાન માદર એમ બેધ્યાન રહી. ૮૫૬

તે સમજી જો પીસર હું જાહેર કરશ,
ને ખબર ખુશીની રૂશતમ પાસ ધરશ,
તો રૂશતમ તે બાળકને સીપાહ કરશે,
જે જંગમાં લડતાં નાહક મારીો જશે. ૮૪૦

તે ફુટેલાં કીસમતનો રૂશતમ પહેલવાન,
જીગર પત્થર કરીને ઉભો બેભાન.
આંખ્યોમાં આંસુના મોતી ચીકાર,
એકમેકસે ગેલ કરતાં ખરડી રૂખસાર. ૮૬૪

જુવાનીનો હવે તેને આવ્યો ખ્યાલ,
અરે શું મેં ભુલ કીધી કચડ્યું બાલ!
હતો એકવાર હુંબી એના સમ જવાન,
ખરે મેં કીધું તેને ભારે નુકશાન. ૮૬૮

જેમ ટેકડા પર બેસીને નીર્દોષ ભરવાડ,
વાદળીઓમાંથી ખુદ મુલ્કો આબાદ,
સુરજના કીરણોમાં પ્રકાશતા જોય,
ને ઝુંપડીથી અજવાળું દુર જોઇને રોય. ૮૭૨

તેમ રૂસતમને જુવાની આવી અહીં યાદ,
જે વખતે તે મોજ શોખમાં રહેતોતો શાદ;
રખશ તેનો જંગલથી ઉંચકાયો જ્યાર,
તે આવ્યો સમનગાનના શાહની દરબાર. ૮૭૬

ને રૂખ કાજે ભવાં ચઢાવી તઇયાર,
ઉભો લડવા શાહની સાથ કરી તકરાર,
પણ આવ્યો સમનગાનની વાહારે કીરતાર,
ને ખુશી ફેલાવી કુલ શહેર બેકિનાર. ૮૮૦

મેળવી તેહમીનાને 'રૂશ' સાથ આવાર,
બન્ને પાસે લીધો પવીત્ર એકરાર,
કે શાદીના ગાંઠથી તે જોડું જોડાય,
સમનગાનમાં ભારે ખુશાલી ફેલાય. ૮૮૪

શાદી બાદ પડયો ઝટ રૂસતંમ બહાર
આપી તેહમીનાને ખુદ નીશાન આવાર,
કે બેટાની તેની પર નવાજેશ થાય,
તો નીશાન તે તેની બાજુએ બંધાય. ૮૮૮

કે જેથી તે ફરજંદ રૂસતંમનું ઓળખાય,
ને ગફલતી હંમેશની નાબુદબી થાય.
એ ખાબમાંથી હવે તે થઇને બીદાર,
સોરાબનો ફરી કરવા લાગ્યો વીચાર. ૮૯૨

લીધી તેની સુરતની બારીક તપાસ,
ને મનમાં ઘડીભર મુઝાયો તે ખાસ.
"અગર મારો કોઇબી જો પીસર હોતે,
તો બચ્ચીત સોરાબની બરોબર હોતે." ૮૯૬

હવે તેના દુખનો રહયો નહી કંઇ પાર,
ને મેદાનમાં પડેલો તેને લાચાર,
ડચકાં ખાતો જોઇને બેઠો તેની પાસ,
ને દીલને ઉભરો કાઢયો બની ઉદાસ ૯૦૦

"ઓ સોરાબ તુંજ સુંદર પેશાનીને જોઈ,
ખરે મારી બુધ્ધીને બુધ્ધી મેં ખોહી.
અગર હોતે જો તું રૂસતમનો પીસર.
તો પુલોથી સજતે તે તારો પીદર; ૯૦૪

પણ લોકોના હાથ પર તું ઠગાયોછ યાર,
હતો નહી કોઈ રૂશતમનો પીસર નામદાર.
હતી તેની દુખતર જે માદરની પાસ,
રહી પામી તાલીમ સંસારની ખાસ. ૯૦૮

તે જંગ કરવાને હરગીઝ શાબીલ નથી,
તે કોઈ સાથે એ ખ્યાલમાં સામીલ નથી.'
રૂસ્તમને સમજતાંજ સોહરાબ દલેર.
ગુસ્સાથી તપવા લાગ્યો હવે તે શેર. ૯૧૨

રૂસ્તમના ભાલાનો ઉંડાણ જખમ,
વેદના વધારતો તેની દમબેદમ.
શકતી તેની ખમવાની હવે થઇ કમ,
ઉકળવા લાગ્યું લોહી થઇને ગરમ. ૯૧૬

મુઠ્ઠી ભર ઘડીનો તે મહેમાન હતો,
કુચ કરવાને તઈયાર તેનો જાન હતો.
પણ રૂશતમની ખાત્રી કરવાને લગાર,
તે જીવવાનો રાખતો તો હવે વીચાર. ૯૨૦

"નથી બોલતો જુઠ્ઠું" દગાબાઝ માન,
મને તોડી પાડીને કર ના હયરાન.
ન મરતું માનસ કરે ખોટો એકરાર,
જવું કેમ કે તેને છે રબની દરબાર. ૯૩૪

હવે બાજુ મારી જો ખાત્રી તું કર,
નીશાન તે પર રૂસ્તમની છે ધ્યાન ધર.
જે આપીતી રૂશતમે માદરને ખાસ,
કે ઓળખે તે પીસરને આવે જયારે પાસ" ૯૨૮

સમજ્યા સોહરાબથી એવા લફ્જો જ્યાર,
રૂશની દીલગીરી જણાઇ બેકીનાર.
તે ધરૂજવાને લાગ્યો બહાદુર પેહેલવાન,
ને નાશ પામ્યું તાબડતોબ તેનું ગુમાન. ૯૩૨

ગુડણ તેના કાણુ ખોટા બેઠાં તે વાર,
ને છાતીમાં ધ્રુજની આવી હદ બહાર.
હવે તેના ગળાંનો ખોખરો અવાઝ,
સમજી શકયો સોહરાબ ખરે થઇ નારાઝ. ૯૩૬

“અરે કહાં છે દેખાડ તે રૂશતમ નીશાન,
ને પુરો કર દુખી આ દીલનો અરમાન,
કે જે જોઇને મારીબી ખાત્રી તો થાય
કે રૂશતમ પહેલવાનનો તું પીસર ગણાય.” ૯૪૦

તાબડતોબ સોહરાબે બાજુ ધરી
ને બાપીકી નીશાન ઝટ ખુલ્લી કરી.
હતી તે એક પક્ષીની નામી નીશાન
જે અમર થયું છે શાહાનામાની મીઆન. ૯૪૪

જે અલબુરઝ પહાડો પર રહેતું હતું
ને પોતાની કહાણીઓ કહેતું હતું.
તેને જાલની પરવરેશ કીધી હતી,
ખુદ જીંદગીબી તેનીપર દીધી હતી. ૯૪૮

એ જાલ હતો રૂશતમનો પીદર નામદાર
જે આકેલફાજેલ* હતો હરેક ખુદ કાર
રૂસતમને તે પક્ષીપર હતો ખુબ પ્યાર
ને તેજ કાજ પસંદ કીધો તેનો ચીતાર. ૯૫૨

નજર ખોલી નીશાન તેને જોઇ જ્યાર,
રૂશતમબી શરમીંદો થયો હદબહાર.
જબાન તેની બંધ થઈ ન બોલ્યો લગાર,
ગુંગળાવાને લાગ્યો તેનો દમ આવાર. ૯૫૬

ફેરવી હાથ પ્યારથી તે નીશાન ઉપર
ને બન્યો તે બેરેહેમ હવે બેસબર
શું રૂશતમના હાથની તે હતી નીશાન!
યા અસલી કોઈ છાપનું તે આપતુતું બ્યાન ૯૬૦

ઘડી જોઈ તે પહેલવાને પ્યારી નીશાન,
ને ડોલવા લાગ્યો જાણે ભમરમાં વહાણ.
ન પડયું તેને સુજ શું રસતો તે લે,
કોણની પાસ જઇને તે દુખની વાત કહે. ૯૬૪

“ઓ દીકરા સોહરાબ ભુલ થઈ માફ કર,
કીધું ખુન મેં તારૂં બની બેકદર.
હું ગફલતમાં રહયો મને નહી ખબર,
કે મુજ સામે ઉભો છે મારો પીસર.” ૯૬૮

વધુ બોલી શકયો નહી તે ત્યાં લગાર,
પણ તમર ખાઇ પડયો જમીનપે તે વાર.
મરવા પહેલાં પડતો જોઈ વ્હાલો પીદર,
ધસ્યો તેના બચાવમાં સોહરાબ પીસર. ૯૭૨

વીંટાળ્યા બન્ને હાથો ગરદન આસપાસ,
ને બકી કીધી વ્હાલા પીદરને ખાસ.
“પીદર વ્હાલા પીદર આ કેવો ગજબ,
ખેલી હાય કુદરત ખરે ખેલ અજબ ૯૭૬

પડયો હાથ પીદરને પીસર મેદાન,
ન કમબખ્ત બાપને રહયું તેનું ભાન.
ભરાઇ આવ્યું દીલ જોઇ સોહરાબના દીદાર,
ફરી રડવા લાગ્યો રૂશતમ નામદાર. ૯૮૦

મોઢે માથે છાંટીને મેદાનની ધુલ,
તે પોખવા લાગ્યો વાળો સરપરના ફુલ.
પીટયું તેને હાથોથી નામી કપાળ,
"અરે જો જગત મારૂં પુટયું એકબાલ." ૯૮૪

ખેંચી તેને એક ઝટકે તેજી તલવાર,
ને છાતી ચીરી નાખવા ઉભો તૈયાર.
પણ સાચવી લીધો સમો સોહરાબે ઝટ,
ને મરતું બચાવ્યું સરોવર સમ કદ. ૯૮૮

"પીદર કહાં તું મોત માટે બાંધ કમર,
મને તારો વીલાપ જોઈ આવે તમર.
તને દોષ હું કેમ દેઉં જ્યાં આવી અજલ,
ચલણ કોણનું છે જ્યાં ખુદાનો અમલ? ૯૯૨

હમેશાં મોત બ્હાના વીન આવતું નથી,
આગળથી કંઇ પેગામ તે લાવતું નથી.
હશે મારી સરજતમાં મરવું તુજ હાથ,
ને કાયમને માટે બસ છોરવી તુજ સાથ, ૯૯૬

તે સરજતના પુરા કીધા છે મેં લેખ,
ખરે મારા તકદીરપે પડી છે મેખ.
જેવી જોઈ મેં સુરત તારી પહેલીવાર,
મને લાગ્યું તુંજ છે મુજ પીદર નામદાર. ૧૦૦૦

પણ કીસમતે અંતે ન પીછો છોર્યો,
બેટા બાપનો સંબંધ ખરે તોડીયો.
ઉમીદ દીલની દીલમાંજ અંતે રહી ગઈ,
કથની તે વખતની ખરે કહી ગઈ. ૧૦૦૪

પણ બેફાયદા છે હવે કરવો વીલાપ,
શુકર તારા લાખો રબ મળ્યો હું બાપ.
ગળે લે લગાડી સમો વહી જશે,
પીસર તારો સોહરાબ તુંજથી દુર થશે. ૧૦૦૮

આવ્યો વીજલી પેરે હું કરવાને જંગ,
ગુજર પામીશ જહાનથી છોરી તારી સંગ.
ભલે કર તું લાખો અરજ રબ દરબાર,
ન જીંદગી ફરી આપશે પરવરદીગાર ૧૦૧૨

કીધી તેણે અજમાયશ આપી અવતાર
ભજવી ભાગ મારો જવશ બહેસ્ત દ્વાર.
હવે શાંત થા મારા વહાલા પીદર
અશોપર ન પાડ આંસુ ધીરજ તું ધર." ૧૦૧૬

પણ સોહરાબનું ખુંચવાવા લાગ્યું અહીં જોર,
જે જોતાંજ રૂશતમે કીધો શોરબકોર.
રખશ તેનો વ્હાલો ગભરાઇ આવ્યો પાસ,
ને ડોકું ઉંચું કરી ઉભો ત્યાં ખાસ. ૧૦૨૦

તે રૂશતંમના રડવાનો સમજી ભરમ,
મોઢેથી કાઢવા લાગ્યો ખુબ ફીણુ ગરમ.
પણ રૂશતમે છાતી સાથ ચાંપીને સર,
વરસાવાને લાગ્યો થપકો તે ઉપર ૧૯૨૪

"રખસ વ્હાલા રૂખ કીધી ગંભીર તેં ભુલ,
ઉભી કીધી સંકટમાં નાહક તેં સુળ.
અગરજો મને તું ન લાવ્યો હોતે,
તો વ્હાલો પીસર હું કદી નહીં ખોહતે. ૧૦૨૮

મેદાનમાં મારે હાથ થયો છે તે ઠાર,
અરે કેમ ન પડયો તુંજ પયર ઉપર ભાર?
અગર તારા પગો કપાઈબી જતે,
જીગરથી તે સમજી હું ખુંશી થતે; ૧૦૩૨

પણ પીસર ગુમાવવાનું ભારી છે દુખ,
ખરે મારે હાથે મેં લુટાવ્યુંછ સુખ"
પીછાણી સોહરાબે તે રૂખને આ વાર,
રમાડયો ખુબ હેત સાથ રડી બેશુમાર. ૧૦૩૬

“મને મારી માદરે આપીતી યાદ,
કે પીદરની સફર તું કરતો આબાદ.
આપી પીઠ તારી તું ઉડતો પવન,
શું જંગલ શું ઝાડો કુદાવતો કંઈ વન. ૧૦૪૦

ન મુકાબલો તારો કોઈ કરતું લગાર,
વગર પાંખે ઉડતોતો તું નામદાર.
ઉમીદ મેં તો બાંધીતી ભેટવાને કાજ,
નસીબ મારાં મળ્યો તું પીદર સાથ આજ. ૧૦૪૪

કુદાવ્યાછ તેં રેતીના મોટા મેદાન,
ફેરવ્યોછ તેં રૂશમતને ચોગમ સીસતાન.
મુરબ્બી મુજ જાલે થોકી તારી પીઠ,
નથી તું રહયો તેથી હરગીઝ અનદીઠ. ૧૦૪૮

પોષણ તારૂં તેનેથી થયુંછ હમેશ,
ન કોઈ વાતે દુખ તુને દીધું છે લેશ.
ઓ અફસોસ કે મળવા વગર જાઉંછ જાલ,
જે બેઠો છે સીસતાનને મકાને હાલ. ૧૦૫૨

નથી ભીજવી હેલમુન્ડના પાણીથી પ્યાસ,
નથી જોયાં ઝીરરાહનો સરોવર ખાસ.
ગુઝારીછ મેં જીંદગી દુશમનોની સાથ,
ને તેઓને કાજેજ મેં બીડીતી બાથ. ૧૦૫૬

અક્રાસીયાબના મુલ્કો મેં કીધાછ આબાદ,
તુરાનીઓ હતા હમેશ મુજથી શાદ.
જે ઓમુ દરીયાપે હું હતો કુરબાન,
અફસોસ તેને કીનારેજ છોડુંછ હું પ્રાણ." ૧૦૬૦

હવે ઝટ રૂશતમનું ભરાઇ આવ્યું દીલ,
ને ખુલ્લું તે કરવા ન કીધી કંઈ ઢીલ.
"અરે મોજા નદીનાં આવ્યાં નહી પાસ,
ને કીધો રૂશતમનો તમે કાંય નહી નાશ, ૧૦૬૪

કે દીકરો મારો તેથી બચી જતે,
ને ઓલાદ મારીબી સજીવન રહેતે."
વીલાપ બન્નેનાનો હતો ત્યાં નહી પાર,
બન્ને કાઢતા એકમેકસે હેતનો ઉદગાર. ૧૦૬૮

"પીદર કહાં તું મરવાને તૈયાર થયોછ,
ગુઝરવા આ જહાનથી ઉમેદવાર થયોછ.
હજી તારે કરવાં છે ઘણાંએક કામ,
ને ઇરાની ઈતીહાસમાં રાખવુંછ નામ. ૧૦૭૨

હું તો જાઉંછ જુવાન, લઈ ઉમીદ મારી સાથ,
હવે સાહાસ ખેડવાનું છે તારે હાથ.
ફેલાવ તારી કીર્તી તું ચોમેર જહાન,
કે ખુશી થાય સમજીને જાલ મહેરબાન. ૧૦૭૬

હું તો ત્યાંબી સમજીને શાદજ થવશ,
જવશ તો દોઆ તુને દઈનેજ જવશ.
હવે મારી અર્જ છે પીદર એજ કે ખાસ,
કરે નહી તું તુરાની લશકરનો નાશ.

રહયાછ તેઓ હમેશ વફાદાર મને,
નથી નાફરમાન પણ તાબેદાર મને.
નથી કીધું તેઓએ તુને નુકશાન,
હું ઈચ્છુંછ ન પુગાડે તેઓને હાન.

હતો તેમનો મારામાં અખુટ વીશ્વાસ,
મને પડતો જોઈ તેઓ બન્યાછ ઉડાસ.
જવા દેજે તેમને તેઓને મુકામ,
અગર વ્હાલું હોય તુને સોહરાબનું નામ.

હવે મને અહીંથી તું લઇ જા સીસતાન,
કે મળું જઈ માદર તેહમી મહેરબાન.
બનાવ મારે કાજે એક બીસ્તર નરમ,
કે સર્વ રડે જાણી ભુલનો ભરમ.

મને મરતો જોઇને મુરબ્બી મુજ જાલ,
મુકી દે નહી જાન તેની લેજે સંભાળ.
બનાવજે મુજ મુલકમાં મારી કબર,
કે શાંતીમાં ત્યાં જઈ કરૂં હું સબર.

બાંધી ત્યાં કબરપર એક ઉંચો મીનાર,
કોતરજે તે પર લેખો ફરતા ચીકાર;
‘કે રૂશતમનો બેટો સોહરાબ નામદાર,
થયો ગફલતીમાં પીદર હાથ ઠાર.

કરેછ તે મીનાર નીચે જુઓ આરામ,
કરો તેના રૂહને સીજદા કાજ સલામ.’
મીશાળ એમ તું જાળવજે મારી બસ યાદ,
કે સમજી રૂહ મારૂંબી હરદમ રહે શાદ.”

સમજીને પીસરનો ગમખાર ઉદગાર,
ઉભો દેવા દીલાસો રૂશતમ નામદાર.
“પીસર મારા બ્હાલા તું રહે બેફીકર,
ઉમીદ તારી આવશે તુજ પીદરથી બર.

હવે મારા તંબુઓ તારાજ કરશ,
રહી દુર હું લશકરથી નારાજ ફરશ.
જવશ લઈ તુને પીસર બ્હાલા સીસતાન,
સુવાડીને બીસતર લાવશ બર અરમાન.

પીદર મારા જાલ સાથ હું રડતો રહેવશ,
ન કુદરત સીવા કોઈને કહાણી કહેવશ.
ખરે તારાં મોતનો નહી વીસરાશે ગમ,
જીવશ તાંહ સુધી હું ધીકકારશ તુજ જમ.

બનાવીને સીસતાન મારે હાથે કબર,
પોઢાડશ તુને પીસર રાખ તું સબર.
કબરપે હું બાંધશ એક સુંદર મીનાર,
ને કોતરશ હું લેખો તેપે બેકીનાર, ૧૧૨૦

કે વીસરાય નહી સોહરાબ ફના થાય કુલ જહાન,
અમર રહે બેટા બાપ તણું દાસ્તાન.
ન તારાં લશકરને હું હયરાન કરશ,
પણ ગમગીન થઈ ત્યાંથી હું પાછો ફરશ. ૧૧૨૪

બે ફાયદા છે મારે લેવો કોઇનો જાન,
કીધી મારી દુનીયા મેં હાથે વેરાન.
અગર આપે જીદગી તુંજ ભીખમાં કીરતાર,
તો કુરબાન કરૂં દુનીયા તેપે આ વાર. ૧૧૨૮

અરે કેમ નહી ભુલમાં હું થયો બસ ઠાર,
કે જેથી બચી જતે પીસર નામદાર.
ભલે રડતે જાલ મારી બાંધી કબર,
ને તુને લઇ પાસામાં કરતે સબર. ૧૧૩૨

જીત્યા કંઇક મુલ્કો કમાવીને નામ,
હવે જોવા માગતોતો કીસ્સો તમામ,
પણ તકદીરે તોડી સેવટ મુજ મમત,
કીધી તારી જીંદગી સાથ નાહક રમત. ૧૧૩૬

જીવશ તાંહ સુધી તારો કરશ વીલાપ,
ભોગવશ મારા કીસમતના બુરા એ શ્રાપ.
ન તે કાજે કોઇને હું બદનામ કરશ,
વાવ્યું જે મેં હાથે તેજ હાથે ભરશ" ૧૧૪૦

હવે અંત સોહરાબે નઝદીક જોઇ આમ,
કીધી વ્હાલા પીદરને છેલ્લી સલામ.
"બુઝોર્ગ મારા પીદર ન રહે બેસબર,
ભરોસો તું રાખ પાક પરવર ઉપર. ૧૧૪૪

હજુણ તારે કરવી છે લાંબી સફર,
જેમાં તુને મળશે આખેરી ઝફર.
હજુ તુને આબાન તરી જવું છ પાર,
સાથે લઇ કયખુશરૂને નામી સરદાર. ૧૧૪૮

બાંધી ત્યાં કીનારપર માલીકની કબર,
જ્યારે ફરશે હસ્તો તું રાખી સબર,
પીછો છોરશે જંગ તે ઘડીથી ખરે,
કે આરામમાં જીંદગી તું ખતમ કરે." ૧૧૫૨

બોલી એટલું પીદરને કોટી કીધી.
ને છેવટને માટે બસ બકી લીધી.
વધુ એક ઘડીને ખતમ થયો ખેલ,
ઉડયો લઇને જાન જમ કરતો ખુબ ગેલ. ૧૧૫૬

રહયો બાપ તવળતો તરફડતો મેદાન,
હમેશગીની શાંતીમાં પોઢયો પહેલવાન,

\+ + + +

નથી હાથ તારે સમજ ઈનસાન,
દેવો ખાકી ખોખાંને કીમતી એક જાન. ૧૧૬૦

રચ્યો જેને હાડ માસ ને લોહીનો સામાન,
ફીરોઝગર તે છે માલીકે હરદુ જહાન.
કરો તેની સ્તુતી તમ હરદમ હમેશ,
ન બંદગીથી ખસ્તો ઓ બંદા તું લેશ. ૧૧૬૪

ચલણ છે બદીનું નેકી પર જહાન,
ફાવેછ તે ઘડી ભર ખેડી સાહસ માહાન.
પણ ઉતરે જે ઈનસાન કસોટીથી પાર,
ફતેહ તેની પીઠ પર કરે છે સવાર. ૧૧૬૮

ખતમ હું કરૂંછ નામી દાસ્તાન ત્યાર,
દોઆ એજ ગુઝારીને રબની દરબાર.
આજેબી જો શખ્શ કોઈ ઝબાન તે ધરે,
સવાબનો હંબેરો તે હાંસીલ કરે. ૧૧૭૨




અને ત્યારે વાંચક

હવે છેવટની એજ બંદગી કે,

લઈ રંજ લખીને લીટીઓ હજાર
ઉપર એકસો બોંતેરનો રાખીને ભાર.
અગર જો એ લેખની કદર આજ થાય,
ને હરેક ઘર હોંશથી આ કેતાબ વંચાય.
સફળ મારી જેહમત હું માની લેવશ,
શુકર તે સાહેબના હું લાખો કહેવશ.
નથી શાહનામાનો મેં લીધો આધાર,
પણ ગુંઠણીમાં જોશે તું મારા વીચાર.
ભુલો કાજે ચાહું છું હું દરગુજર.
સદા રાખજે પ્રીદવીપે રહેમની નઝર.

ફીરોઝગર.




